શ્રી.

# आबु प्रवासपोथी.

જૈન તથા વૈષ્નવ ધર્મના જાત્રાળુઓ

તથા આબુના પ્રવાસીઓને માટે,

લખનાર

મોહનલાલ બાપુલાલ રાવળ.

રાજપુતાના અને મધ્ય હિંદુસ્થાનના પ-
બ્લીક વર્કસ ખાતાનો હેડ ક્લાર્ક.



અમદાવાદ—'આર્યોદય પ્રેસ.'

સંવત ૧૯૫૨.—સને ૧૮૯૬.

કીમત રૂ. ૦-૨-૬

# પ્રસ્તાવના.

પરમ કૃપાળુ પરમેશ્વરે દુનિયામાં અનેક તરેહના મ-
નુષ્યોને જન્મ આપેલો છે અને ઘણું કરીને દરેક જણ-
ને પોતાના ધર્મ સંબંધી હકીકત વાંચવી ગમે છે. આબુ
પાહાડપર રહેતાં મને દસ વરસ થયાં તેથી અનુભવથી
એમ માલમ પડે છે કે ધર્મ સંબંધી લાગણી મારા જૈન
બંધુઓને વિશેષ છે. દર વરસે હજારો જાત્રાળુઓ મોટા
ખરચે અત્રે આવે છે. તેમજ પૈસાદાર બાઈઓ પણ અ-
જાણથી પાછા જતાં આ તરેહના દરશનનો લાભ લેછે.

આ પાહાડપર ઘણાં દેવસ્થાન છે પરંતુ તે સરવેનું વ-
ર્ણન દરશાવે એવી કોઈ પોથી ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ
થઈ હોય એમ દેખાતું નથી. કેમકે ઘણા ખરા જાત્રાળુ-
ઓ બીચારા જાણતા નથી કે પાહાડપર જતાં શી શી
હરકતો છે. તથા શી સવડો છે કેટલાક તો ઘણો ચડાવ
જાણી તથા વાઘ વરૂનો ભો જાણી ઉપર આવતું માંડી
વાળે છે.

આ મારી લઘુ પોથીમાં જાત્રાળુને કામનીજ હકીકતો
ટાંકવામાં આવી છે ને તેથી તેનું નામ "પ્રવાસ પોથી"

પણ એક મોટી ધર્મશાળા બંધાવેલી છે ને ત્યાં મુસાફરોને ઉતરવા કરવા ઠીક છે. ગામ દિન પ્રતિદિન ઠીક આબાદ થતું જાય છે. રેલવે આવતાં પહેલાં ઝુપડાં હતાં ને હાલ સુંદર—બાગ—બગીચા—બંગલાથી શોભાયમાન થઈ રહેલું છે. આ ગામ શીરોહીના મહારાવ શ્રીકેશરીસિંગજી બહાદુર કે. સી. એસ. આઈની હકુમત હેઠળ છે. દરબાર તરફથી ગામના બંદોબસ્ત સારૂ માજીસ્ટ્રેટ તથા તેહસીલદાર વિગેરે રહે છે. દરબાર સાહેબનો એક મહેલ પણ આ ગામમાં છે ત્યાં બાળ રાજા રજવાડા તથા સાહેબ લોકો પહાડ ઉપર જતાં આવતા ઉતરે છે. આ સ્ટેશનથી શ્રી અંબાજી તથા આબુજીની જાત્રાએ જવાય છે. શ્રી અંબાજીના જાત્રાળુઓને જાવામાં જવા સારૂ ખરેડીમાં ઘોડાં તથા ટાંગાઓ મળે છે. રસ્તો પાકો નહીં હોવાથી બીજું કોઈ વાહન ત્યાં જઈ શકતું નથી. આ ગામથી આબુ પહાડ આથમણી દીશાએ ૧૭ માઈલ દૂર છે. સ્ટેશનથી પહાડ ઉપર જવાના રસ્તા ઉપર વાહન પુરાં પાડનાર કંટ્રાકટરનું મકાન છે. હાલમાં ખાનબહાદુર પેશોતનજી નસરવાનજી શેઠ કંટ્રાકટર છે તેમના તરફથી એક એજન્ટ મી. દોરાબજી કરીને અહીં રહેછે, તેઓ ઉપર જવા સારૂ જે કાંઈ વાહન યા મજુર જોઈએ તે પુરાં પાડે

ડી દારી લેવાય છે. સીરોહીદરબાર તરફથી હણી તથા નાકાદાર રહે છે ને પહાડપર ચડનાં પેહેલાં પૈસા ચુકાવી લાલ ટીકટો આપે છે. ચોકીનો બંદોબસ્ત ઘણો સારો છે રસ્તામાં ચોરીના ધાડાનો કાંઈ ભય નથી. પહાડ ઉપર જવાના ૧૭ માઈલમાં પેહેલાં ચાર માઈલ સપાટ જમીન છે, પછી ચડાવ છે. ના.મહારાવ કેસર સિંહજી તરફથી રૂપીયા ત્રણ લાખના ખરચે પાકી સડક બાંધી છે. ને ખરેડીની બનાસ નદી ઉપર મજબુત પુલ બાંધ્યો છે, જેને "રજવાડા બ્રીજ" કહે છે. તે બાંધવામાં એક લાખ રૂપીઆ ખરચ થએલા છે અને રજપુતાનાના દેશી રાજાઓ તરફથી પુલ બાંધવાના ખરચમાં મદદ મળેલી તેથી તે નામથી ઓળખાય છે. હાલની નવી સડક જે "આબુ કાર્ટરોડ" ના નામથી ઓળખાય છે તેના ૧ લા માઈલપર એટલે ખરેડીથી એક માઈલપર આ પુલ છે. આ પુલની નજીકથી આબુ પહાડ ઉપર જવાના બે રસ્તા નવો તથા જુનો જુદા પડે છે, જુનો રસ્તો ૧૪ ૧૫ માઈલ લાંબો હતો પરંતુ ચડાવ જાદે હોવાથી નવો રસ્તો બાંધવામાં આવ્યો છે. હવે પ્રથમ જુના રસ્તા વીશે કેટલીક હકીકત જાણવા લાયક છે. ખરેડીથી ઉત્તરે બાજુ એક માનપુર કરીને ગામ આવે છે. તે ગામની

ત્યારે મળી આવે છે પરંતુ જો ચોવીસ કલાક પહેલાં ડ-ાકટરને કાગળથી યા તારથી અગર બીજી કોઈ રીતે ખ-બર આપવામાં આવે છે તો જોઈતાં વાહન વીગેરે સ્ટેશન ઉપર તૈયાર રાખવામાં આવે છે કે ઉતારૂઓને ગાડીમાંથી ઉતરી તુરત પાહાડપર જવું હોય તો જરા પણ ઢીલ અ-ને તકલીફ થતી નથી.

પાહાડ ઉપર જાત્રા કરવા સારૂ જે લોકો જાય છે તેમ-ની પાસેથી શીરોહીદરબાર તરફથી દાણ તથા ચોકીદારી લેવામાં આવે છે તે.

| | મુંડકું | ચોકીદારી |
|---|---|---|
| જૈનધર્મવાળા પાસેથી | ૦॥।~॥ | ૦।= |
| વૈષ્ણવધર્મવાળા પાસેથી | — | ૦।= |

આ શીવાય શ્રી દેલવાડામાં માથાદીઠ એક પૈસો ચોકીદારીનો લેવાય છે.

ઉપરનું દાણ ત્રણ વરસ અંદરના છોકરાનું લેવાતું નથી.

જે માણસ એ દાણ ચુકવ્યા શીવાય જો ઉપર જાય તો તેને શ્રી દેલવાડાના દેરાસરોના નાકાદારને ત્યાં ચુકવી આપવું પડે છે.

જે લોકો પહાડ ઉપર હવા ખાવા તથા જોવા સારૂ જાય છે તેમની પાસેથી દાણ લેવામાં આવતું નથી ફક્ત ચો-

ણી ઘારી બેવાય છે. શીરોહીદરબાર તરફથી દાણી તથા નાકાદાર રહે છે તે પહાડપર ચઢતાં પહેલાં પૈસા ચુકાવી લઇ ટીકટો આપે છે. ચોકીનો બંદોબસ્ત ઘણોજ સારો છે રસ્તામાં ચોરીઆ લુટફાટનો કાંઇ ભય નથી. પહાડ ઉપર જવાના ૧૭ માઇલમાં પહેલાં ચાર માઇલ સપાટ જમીન છે, પછી ચઢાવ છે. નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી રૂપીઆ ત્રણ લાખના ખરચે પાકી સડક બાંધેલી છે. ને ખરેડીની બનાસ નદી ઉપર મજબુત પુલ બાંધેલ છે, જેને "રજવાડા બ્રીજ" કહે છે. તે બાંધવામાં એક લાખ રૂપીઆ ખરચ થએલા છે અને રજપુતાનાના દેશી રાજાઓ તરફથી પુલ બાંધવાના ખરચમા મદદ મળેલી તેથી તે નામથી ઓળખાય છે. હાલની નવી સડક જે "આબુ કાર્ટરોડ" ના નામથી ઓળખાય છે તેના ૧ લા માઇલપર એટલે ખરેડીથી એક માઇલપર આ પુલ છે. આ પુલની નજીકથી આબુ પહાડ ઉપર જવાના બે રસ્તા નવા તથા જુનો જુદા પડે છે, જુનો રસ્તો ફક્ત ૧૫ માઇલ લાંબો હતો પરંતુ ચઢાવ જાદે હોવાથી નવો રસ્તો બાંધવામાં આવ્યો છે. હવે પ્રથમ જુના રસ્તા વીશે કેટલીક હકીકત જાણવા લાયક છે ખરેડીથી જતાં બાદ એક માનપુર કરીને ગામ આવે છે. તે ગામની

નજદીક એક ડાક બંગલો છે, ત્યાં સાહેબલોકો પણ મુકામ કરીને વિશ્રામ લે છે. ખરડીથી આશરે ચાર માઈલ દુર ગયા પછી પાહાડની તળેટી આવે છે. આ તળેટીની લગભગમાં હૃષીકેશજીનું મંદીર છે.

---

## રૂખીહીઅ.

આ મંદિર શ્રી દ્વારીકાજીનું દ્વાર કહેવાય છે. પહેલાંના લોક જે દ્વારકાં જતા હતા તે શંખ ચક્ર વિગેરે નિશાન અહીં લેતા હતા. જે વખતે શ્રી કૃષ્ણ ગોકુળ મથુરાંથી શ્રી દ્વારકાં પધાર્યા તે વખતે આ જગાએ મુકામ કીધો હતો એમ કહેવાય છે. મંદીર વીશાળ અને ધોળા મકરાણાના પથ્થરનું છે. મંદીરની પાસે પાણીના બે મોટા કુંડ પથ્થરના બાંધેલા છે. નજીકમાં વળી દેરાં તથા પડી ગયેલા મકાનોના ખંડેર પણ ઘણુ જોવામાં આવે છે. એ ચંદ્રાવતિ નગરીના ખંડેર કહેવાય છે. થોડે દુર એક ટેકરી ઉપર રાજા અમરીખનો આશ્રમ છે અને કહેવાય છે કે આ સ્થાન ઉપર રાજાએ તપ કરેલું છે અને જે પથ્થર ઉપર બેશી તપ કરેલું છે તે ઉપર બેઠકના ખાડા પડેલા-

ના નીશાન છે. તેની ઉપર જાવા સારૂ એક મોટો હજારો મણનો પથ્થર આવી રહેલો છે તે ફકત થોડા આધારે લટકી રહેલો છે. વળી રૂખી ટીકાથી જરા દૂર પૂર્વ તરફની પહાડીમાં લખચોરાસીના પગલાં છે. એ પણ એક કુદરતી બનાવ જણાય છે કેમકે ત્યાં પશુકરી હરેક જાતના જાનવર તથા મનુષ્યના પગલાં પથ્થરની અંદર પડેલાં છે. આહા! કેવો કુદરતી બનાવ આ અહીં જે લોકો જાય છે તે લાકડીઓ ચડાવે છે. અહીંથી પહાડ ઉપર જવાય છે પરંતુ પ્રથમ કહ્યા મુજબ ચઢાવ ઘણો છે તેમ રસ્તો પણ વીકટ છે અને ઘોડીઓ હવે ત્યાં ઝાડી નવે રસ્તે બેસાડવામાં આવેલ છે. ફક્ત રૂખીટીકની જાતરા સારૂ ત્યાં સુધીજ જુનો રસ્તો વાપરમાં છે. હવે નવે રસ્તે થઇ પહાડ ઉપર જવા પુલ આગળ સડક ફંટાય છે. આ પુલથી આગળ ચાલતાં એક બે નાના ગામ આવે છે તથા બે માઇલની લગભગમાં પારશીઓનું દખમું આવેલ છે. આ દખમું પુલના કંટ્રાક્ટર મોટાભાઇ ભીખાજીએ ઇ. સ. ૧૮૮૫ ની સાલમાં બંધાવેલું છે તે ખરેડી તથા આજુના પારશીઓ સારૂ પોતાના ખરચે કરેલું છે. એક માઇલ ત્યાંથી આગળ જતાં તેરમા માઇલના પથ્થર પાસે એક નાનું તળાવ તથા વડનું ઝાડ છે ત્યાં મુસાફરો

જગા વિશ્રામ લે છે કેમકે ત્યાંથી પાહાડનો ચઢાવ શરૂ થાય છે. અહીંથી આગળ નવમા માઈલના પથ્થર સુધી ઝાડી તથા જંગલ શીવાય બીજું કંઈ નજરે પડતું નથી. અગીઆરમા અને બારમા માઈલના પથ્થરો વચ્ચે એક નાળું આવે છે જે વાઘનાળું એવા નામથી ઓળખાય છે. એવું કહેવાય છે કે આ વાઘનાળે આજ પણ ઉનાળામાં કોઈ વખત વાઘ પાણી પીવા આવે છે પરંતુ આજ સુધીમાં એ જગાએ કોઈ આદમી યા જાનવરને નુકશાન થયાનું સાંભળવામાં નથી. આવાઘ નાળાની પાસે રાજની ચોકી છે ત્યાં જનારાનુ લોકોની ટીકટો પણ કરીને જોવાય છે. નવમા માઈલ આગળ પાણીનો એક મોટો ઝરો આવેલો છે જેમાં બારે માસ પાણી વહે છે. અહીં એક મોટું વડનું ઝાડ છે તથા બીજી ઝાડી તથા રાજની ચોકી છે. એ પણ વિશ્રામની જગા છે તે છીપાઓકેરીના નામથી ઓળખાય છે. તરસ્યાને પાણી પીવાનો વહેલો એમ કહેવાય છે. અહીં પણ જનારાનુ લોકોની ટીકટો જોવાય છે અને ચોકીયાતો જે દરેક ચોકીથી સાથે આવે છે તે પણ બદલાય છે. નવમા માઈલ પછી સાતમા માઈલ આગળ રસ્તો જુદી રીતે બાંધવામાં આવેલો છે અહીં ચઢાવ ઘણો હોવાને લીધે રસ્તાના સાત આંટા

તથા ત્રીજા માઇલની વચ્ચે રસ્તો જોડેની ખીણથી ઘણોજ ઉંચો રહે છે. સડકને કીનારે ઉભા રહી નીચે જોઇએ છીએ તો ઘણુંજ ઉંડુ માલમ પડે છે. તેમ બીજી બાજુએ નજર કરીએ છીએ તો ઘણા ઉંચા પાહાડ આવી રહેલા છે. આ ઠેકાણે સડક બનાવતાં ઘણીજ મુશ્કેલી પડી હતી. સુરંગથી પથ્થરો તોડતાં એક બે મજુરોને નુકશાન થયું હતું. આ જગા અમરભાડાના નામથી ઓળખાય છે. બીજા અને પેહેલા માઇલની વચ્ચે ઇટમજી કરીને ગામ છે, ને ત્યાંથી આગળ ડાબા હાથ બણી એક બીજી સડક જાય છે ને જમણા હાથે એક દેહેર તથા પાણીનો કુવો છે. આ ડાબા હાથની સડકે જતાં અર્ધાક માઇલને અંતરે એક મોટું અને વીશાળ મકાન છે તે થોડાક વરસ ઉપર બે લાખ રૂપીઆ ખરચી રાજપુતાના માળવા રેલવે તરફથી બાંધવામાં આવેલું છે તેમાં સ્કુલ છે તે રેલવે સ્કુલ કેહેવાય છે. એ સ્કુલમાં એ રેલવેના યુરોપીયન, યુરેઝીયન, અને દેશીયન નોકરોનાં છોકરાં અભ્યાસ કરે છે. છોકરાં તથા છોકરીઓ મળી આશરે ૧૦૦) છોકરાં ત્યાં અભ્યાસ કરે છે. મકાન ઘણું જોવાલાયક છે. છોકરાંઓને માટે તમામ જોઇતી સોઇ કરેલી છે. તેને લગતી કસરતશાળા તથા ઇસ્પિતાલ પણ છે.

## મણીકર્ણીકા તીર્થ અને સૂર્યકુંડ.

આ રેલ્વેસ્ટેશનની પછાડી થોડે દૂર મણીકર્ણીકાનું તીર્થ તથા સૂર્યકુંડ છે. એ તીર્થ વિષે આબુમાહાત્મ્યમાં એવું કહેલું છે કે મણીકર્ણીકા નામની એક ભીલની સ્ત્રી હતી ને ઘણીજ કાળી ને કદરૂપી હતી. ને તેનો ભરથાર પણ તેવોજ કાળો તથા કદરૂપો હતો. એ બેઉ ધણી ધણીઆણી એક વખતે બપોરે ઘણુંજ તરસ્યાં આ જગાએ આવી પોહોચ્યાં ને પાણીમાં પ્રવેશ કર્યો ને જગામાંથી નાહીને જેવાં બાહાર નીકળ્યાં કે તરતજ બંને દેવરૂપ બની ગયાં. તેજ વખતે કૈલાસથી વેમાન ઉતર્યું તેમાં બેસી બંને કૈલાસ વિષે સીધાવ્યાં. વિશેષ કરીને સૂર્યગ્રહણને દહાડે આ તીર્થમાં સ્નાન કરવાનું ઘણું માહાત્મ્ય કેહેવાય છે. આ તીર્થની પાસે જમણી બાજુએ કર્ણેશ્વર માહાદેવ છે.

---

## ગૌમુખ અથવા ગુરૂ વશિષ્ટજીનો આશ્રમ.

રેલવેસ્ટેશનથી પાછા ફરતાં આબુનો ૧ લો માઈલ સ્ટોન આવે છે. અહીંથી ગૌમુખ અથવા ગુરૂવશિષ્ટ મુનીજીના આશ્રમે જવાનો રસ્તો છે. ગૌમુખ જવાના બે રસ્તા

છે. એક ૧ ના માઈલ રસ્તેથી દક્ષિણદીશા તરફ પગ-
દંડી આવે છે ત્યાંથી છે. એ રસ્તે ચડાવ થોડો છે તે
બીજે પેહેલા માઈલથી થોડે આગળ જાતાં ડાબા હાથે
એક પાટીઉં ચોડેલું છે ત્યાંથી છે. એ પાટીઆ ઉપર ઇંગ્રે-
જીમાં 'ગાયમુખ" એવું લખેલું છે. આ રસ્તો પેહેલા કરતાં
જરા ટુંકો છે પણ ચડાવ વધારે છે. એ સને ૧૮૯૦ ની
સાલમાં આબુની છાવણીના માઉન્ટેન આર્ટીલ કરનલ ગે-
બરેસ સાહેબે શોધી કાઢેલો છે. પેહેલા માઈલના પથ્થર-
થી ગામુખ આશરે ત્રણ માઈલ થાય છે. રસ્તો ઘણો
વીકટ અને એકલા આદમીને ભયંકર લાગે એવો છે. લગ-
ભગ ત્રણ માઈલ ગયા પછી નીચે ઉતરવાના લગભગ સા-
ડાસાતસેં પગથીઆં આવે છે. તે ઉતરતાં સેહેલાં લાગે છે
પણ ચડતાં ઘણુંજ કઠણ પડે છે. પગથીઆં ઉતરી રહ્યા
કે તરત એક કુંડ આવે છે. આ કુંડમાં ગાયના મોંઢા-
માંથી પાણી આવે છે. પાણીની ધાર બારે માસ એક સ-
રખીજ આવે છે. વધતી ઓછી થતી નથી કુંડની ઉપર
મહાદેવની દેરીઓ છે. તથા પગથીઆંથી ઉતરવા માંડીએ ત્યાં-
થી તે કુંડના મુખ સુધી આંબાની ઝાડી ઘણી ખીચોખીચ
આવી રહેલી છે. કેરીની મોસમમાં આપણા હાથથી તોડી શ-
કાય છે. ત્યાં આગળ મોગરા તથા કેતકીનું વન છે અને ખુ-

મેઘની પેઠે આશ્રમ ઉપર પાછી આવી નહી. મુનીને સં-
ધ્યા હોમ કરવાનો વખત થઇ જવાથી ઘણાજ બધબિર્તં
તથા શોકાતુર થઈ ગયા. ગાયનું વાછરડું પણ ટળવળવા
લાગ્યું અને બરાડા પાડતું હતું. એટલે ગુરૂજીએ ત્રૈલો-
ક્યને પવિત્ર કરનાર વરદાન આપનાર તથા દુઃખી મનુ-
ષ્યોની રક્ષા કરનાર શ્રી સરસ્વતિજીનું ધ્યાન ધર્યું. જેથી
કરીને શ્રી સરસ્વતિજી માહારાજ આ ખાડાને પાણીએ
ભરવાના હેતુથી શ્રી કૈલાસપરથી આવી પ્રગટ થયાં ને
થોડી વારમાં આ અગાધ ખાડાને જળથી ભરી નાંખ્યો,
એટલે હોમધેનુ તરતજ તરીને ઉપર આવી. પછી ગુરૂ-
જીની સાથે તે આશ્રમમાં ગઇ. બીજે દીવસે મુનિને મો-
ટી ચીંતા થઇ તેથી હીમાલય પર્વતને પાસે જઇને વિનં-
તિ કરી કે હે માહારાજ! આ અગાધ ખાડાને પુરી નાં-
ખવા કોઇ પર્વતને પ્રેરણા કરો. મુનીની અરજ સ્વિકારી
હીમાલયે પોતાના નાના પુત્ર નંદિવર્ધનને અર્બુદ નામે
નાગની ઉપર બેસાડી ગુરૂજીની સાથે વિદાય કીધો. અર્બુ-
દનાગે નંદિવર્ધનને લાવી આ ખાડામાં નાંખ્યો જેથી એ
ખાડો પૂર્ણ ભરાઇ ગયો ને ગુરૂજી અતિ પ્રસન્ન થઇ વ-
રદાન આપ્યું કે હે અર્બુદ આ સ્થાન હવે તારા નામથી
પ્રખ્યાત થશે, ને પાસે જે તિર્થ છે તે નાગતિર્થના ના-

શ્રી.

# आबु प्रवासपोथी.

જૈન તથા વૈશ્નવ ધર્મના જાત્રાળુઓ

તથા આબુના પ્રવાશીઓને માટે.

લખનાર

**મોહનલાલ બાપુલાલ રાવળ.**

રાજપુતાના અને મધ્ય હિંદુસ્થાનના પ-

બ્લીક વર્કસ ખાતાના એકાઉંટંટ કલાર્ક.



અમદાવાદ—'આર્યોદય પ્રેસ.'

સંવત ૧૯૫૨.—સને ૧૮૯૫.

કીંમત રૂ. ૦-૬-૦